ओ३म्

# उपाकर्म विधि

( યજ્ઞોપવીત રહસ્ય સાથે. )



શતાબ્દી સભાદ્વારા સંકલિત "આર્યપર્વ પદ્ધતિ" ઉપરથી

સંગ્રહ કરી પ્રગટ કર્તા,

મણિલાલ મોતીલાલ

મંત્રી આર્યસમાજ મંદિર

ખાડીઆ—અમદાવાદ.


ધી "સૂર્યપ્રકાશ" પ્રીન્ટિંગ પ્રેસમાં,
પટેલ મૂળચંદભાઈ ત્રીકમલાલે છાપ્યું,
ઠે. પીરમશા રોડ—અમદાવાદ.

| દયાનંદ સંવત્. | સૃષ્ટિ સંવત્. | વિક્રમ સંવત્. |
|---|---|---|
| ૧૦૨ | ૧૯૭૨૯૪૯૦૨૬ | ૧૯૮૨ |

॥ ओ३म् ॥

# આર્યસમાજના મુખ્ય દશ નિયમો.

(૧) સર્વ સત્ય વિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે તે સર્વનું આદિ મૂળ પરમેશ્વર છે.

(૨) ઇશ્વર સચ્ચિદાનંદરૂપ, નિરાકાર, સર્વ શક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનંત, નિર્વિકાર, અનાદિ, અનુપમ સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, અન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય પવિત્ર અને સૃષ્ટિ કર્તા છે, માટે એનીજ પ્રાર્થના કરવા યોગ્ય છે.

(૩) વેદ સર્વ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે, વેદનું ભણવું ભણાવવું અને સાંભળવું સંભળાવવું એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે.

(૪) સત્યનું ગ્રહણ કરવા અને અસત્યનું ગ્રહણ ન કરવામાં સર્વદા ઉદ્યત રહેવું.

(૫) સર્વ કામ ધર્માનુસાર અર્થાત્ સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવાં.

(૬) સંસારનો ઉપકાર કરવો એ આ સભા-સમાજનો મુખ્ય ઉદ્દેશ છે: અર્થાત્ શારીરિક, આત્મિક અને સામાજીક ઉન્નતિ કરવી.

(૭) સર્વ સાથે પ્રીતિપૂર્વક–ધર્માનુસાર યથાયોગ્ય વર્તવું જોઇએ.

(૮) અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ.

(૯) પ્રત્યેક જણે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ રહેવું ન જોઇએ, પરંતુ સર્વની ઉન્નતિમાંજ પોતાની ઉન્નતિ સમજવી જોઇએ.

(૧૦) સર્વ મનુષ્યોએ સામાજીક સર્વ હિતકારી નિયમો પાળવામાં પરતંત્ર રહેવું જોઇએ, અને પ્રત્યેક હિતકારી નિયમમાં સ્વતંત્ર રહેવું જોઇએ.

ओ३म्

# યજ્ઞોપવીત સંસ્કાર રહસ્ય.



આર્ય પુરુષોમાં યજ્ઞોપવીત એ એક અત્યંત મહત્વનો સંસ્કાર છે. છતાં પણ ઘણા બંધુઓ આ સંસ્કારનું મહત્વ સમજતા નથી. અન્ય સંસ્કારો સંબંધી કંઇને કંઇ વિદિત હોય છે. પરંતુ આ યજ્ઞોપવીત સંસ્કારનું રહસ્ય કેટલાક સમજતા નથી, કે મલમૂત્ર ત્યાગ કરતી વખતે યજ્ઞોપવીતને શા માટે કાને લપેટવામાં આવે છે? વળી છન્નુ આંટા (ચાર આંગળાંની આસપાસનું માપ) તથા ત્રણ તાર શા માટે પહેરવામાં આવે છે? તથા શૂદ્ર તેને શા માટે ધારણ કરી શકે નહિ? ઇત્યાદિ ઇત્યાદિ અનેક શંકાઓ કેટલાકને ઉઠયાં કરે છે. કિંતુ તેનો સંતોષકારક ખુલાસો તેમને કોઇ ઠેકાણેથી મળતો નથી. વાસ્તવમાં તેવો ખુલાસો પ્રાપ્ત થાય તેવું સાહિત્ય ગુજરાતીમાં નથી. અથવા એમ કહીએ તો પણ ચાલે કે એવી શંકા કદાચ ઉદ્દભવે તો પણ ઘણા ભાઇઓ તે સંબંધી સંશોધન કરવાનો પરિશ્રમ જ ઉઠાવતા નથી.

ગુજરાતમાં આ સંસ્કાર છેક મૃતઃપ્રાય થઈ ગયો છે; જો કે આ સંસ્કાર સર્વ સંસ્કારોમાં પ્રાધાન્યપદે હોવો જોઇએ. માટે દરેક સજ્જનની ફરજ છે કે આવા ઉપયોગી વ્રત રૂપી સંસ્કારની ઉપયોગિતા જનતામાં સમજાવવા યથાશક્તિ પ્રયાસ કરવો જોઇએ. મારી પણ આ પ્રકારની ફરજ હોઇને જ હું આ તરફ દોરાયો છું, કે મારા નહિ સમજતા અને ઘણા વખતથી મનમાં મુંઝાતા, આર્ય ભ્રાતાઓ આ લઘુ પુસ્તકને વાંચીને પોતાની કેટલીક શંકાઓની નિવૃત્તિ કરી શકે, અને યજ્ઞોપવીત સંસ્કારનું મહત્વ સમજી શકે.

मातुरग्रेऽधिजननं द्वितीयं मौञ्जिबन्धने ।
तृतीयं यज्ञदीक्षायां द्विजस्य श्रुति चोदनात् ॥
मनु० अ० २ श्लो. १६९

માતાના ઉદરમાંથી જન્મ લેવો એ પ્રથમ જન્મ કહેવાય છે, અને દ્વિતીય જન્મ પ્રસિદ્ધ " મૌન્જિબંધન " અર્થાત્ યજ્ઞોપવીત સંસ્કાર કહેવાય છે. કેમકે બ્રાહ્મણાદિ ત્રણ વર્ણ ( બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય, ) દ્વિજ વા શ્રેષ્ઠ એટલા માટે કહેવાય છે કે આ ત્રણ જાતિ વેદનું પઠન પાઠન કરે છે. અને તે વેદાનુસાર સંધ્યા અગ્નિહોત્રાદિ પોતાને તેમજ સર્વને ઉપકારી ધર્મયુક્ત કામો કરે છે એવાં ઉત્તમ કાર્યોનો આરંભ યજ્ઞોપવીત સંસ્કાર કર્યા પછી જ શરૂ થાય છે.

આજકાલ પુત્ર વા પુત્રી વિદ્યાભ્યાસને માટે શાળામાં પ્રથમવાર જાય છે, તો તેને ' દાખલ ' વા પ્રવેશ થયા એમ કહે છે, બાળકનું નામ જ્યાં સુધી રજીષ્ટરમાં દાખલ કરવામાં આવે નહિ, ત્યાં સુધી ક્રિયા પૂર્ણ થઇ કહેવાતી નથી. આજકાલ વિદ્યાભ્યાસ કરવાનું સ્થાન ( નિશાળ ) અને રહેવાનું ઠેકાણું ( ઘર ) દૂર દૂર હોય છે બાળક દિવસનો કેટલોક સમયજ ગુરૂ પાસે વિદ્યાભ્યાસ કરવા જાય છે બાકીનો બધો સમય માબાપ પાસે જ વ્યતિત કરે છે.

પ્રાચીન સમયમાં આવી પદ્ધતિ નહોતી. પહેલાં તો " બાળક સ્કૂલમાં ગયો " એમ કહેવાને ઠેકાણે એમ કહેવામાં આવતું હતું કે " બાળકનું ઉપનયન થયું." અર્થાત્ " બાળક આચાર્ય–ગુરૂની પાસે ગયો." આ બંને શૈલીમાં પ્રાચીન શૈલી અધિક ભાવ પૂર્ણ છે. આજ કાલ સ્કૂલમાં હેડમાસ્તર બાળકનું નામ રજીષ્ટરમાં લખી લે છે, તેમ પ્રાચીન સમયમાં ન હતું, કિંતુ આચાર્ય બાળકનું નામ પોતાના હૃદયપત્રક ઉપર લખી લેતા હતા.



# શ્રાવણી ઉપાકર્મ-ઋષિ તર્પણનો ઇતિહાસ

વૈદિકકાળમાં વેદોની માફક અન્યગ્રન્થોની વિરલતાને કારણે વેદો તથા વૈદિક સાહિત્યનુંજ પઠન પાઠન વિશેષ રૂપમાં થતું હતું. જો કે વિદ્વાનો વેદોના પઠન પાઠનમાં નિત્યરત રહેતા હતા; છતાં પણ વર્ષાઋતુમાં વેદોનાં પારાયણની ખાસ ગોઠવણો કરવામાં આવતી હતી. તેનું કારણ એ હતું કે—

ભારતવર્ષ દેશ કૃષિપ્રધાન દેશ છે. અહીંનો જનસમાજ આષાઢ તથા શ્રાવણમાસમાં કૃષિ ( ખેતી ) ના કાર્યોમાં વિશેષે કરીને જોડાયલો રહે છે. શ્રાવણ સુદ પૂર્ણિમા સુધીમાં કૃષિકારો ખેતરોમાં હળ ફેરવી ધાન્યનું વાવેતર કરીને નિવૃત્ત થઇ ગયા હોય છે, અને ગ્રામિણ લોકો નિવૃત્તિ મેળવીને ચિત્તની શાન્તિ પ્રાપ્ત કરવાનું આ માસને ( શ્રાવણ ) ઉચિત સમજે છે. રાજન્યવર્ગ પણ દિગ્વિજય યાત્રાથી નિવૃત્ત થઇને શ્રાવણી ઉપર સ્વદેશ પાછો ફરી લાંબો આરામ લેવાનો અવસર પ્રાપ્ત કરે છે. વૈશ્યોપણ વાણિજ્યથી—વ્યાપારમાંથી વિશ્રામ મેળવે છે. આ પ્રમાણે આ દીર્ઘ અવકાશકાળમાં વિશેષરૂપથી વેદનાં પારાયણ તથા પ્રવચન કરવામાં આવતાં હતાં. જનતા નિવૃત્ત હોવાથી ભ્રમણ કરતા વાનપ્રસ્થી—સંન્યાસી ગણો એકગ્રામ—સ્થળમાં રહીને ઉપર પ્રમાણે પારાયણ—પ્રવચન કરીને જનસમાજનું કલ્યાણ કરતા હતા. ( આજ નિશાનીરૂપે શ્રાવણ બાદ ભાગવત પારાયણનો રિવાજ

પૌરાણિક ભાઇઓમાં નજરે પડે છે. ) શ્રદ્ધાળુ શ્રોતાજનો તથા વેદાધ્યાયીજનો તેમની પાસે રહીને જ્ઞાનશ્રવણ કરતા હતા. ઋષિ લોકો આ પ્રિયકાર્યથી પોતે તર્પણ થતા. જે દિવસથી આ વેદપારાયણનો પ્રારંભ ( ઉપક્રમ ) કરવામા આવતો હતો તેને ઉપાકર્મ-પ્રારંભ કરવાનો દિવસ કહેતા. આ દિવસ શ્રાવણ સુ. પૂર્ણિમા તથા શ્રાવણસુદ પંચમી ગણવામાં આવતી હતી. ગૃહ્યસૂત્રોમાં પણ તેનું પ્રમાણ મળી આવે છે—

" अथातोऽध्यायोपाकर्म ॥१॥ औषधीनां प्रादुर्भावे श्रवणेन श्रावण्यां पौर्णमास्यां श्रावणस्य पंचमीं हस्तेन वा ॥२॥ पारस्कर गृह्यसूत्र का. २ कण्डिका१ सूत्र. २.

ઋષિઓનો તૃપ્તિકારક દિવસ હોવાથી પાછળથી ઉપાકર્મનું નામ ઋષિતર્પણ પડી ગયું આ ઉપાકર્મ ( ઋષિ તર્પણ ) વિશેષ રૂપમાં ઉજવવામાં આવતું હતું. આ પ્રમાણે વેદ સ્વાધ્યાયનો લોકો આજથી આરંભ કરીને બરાબર સાડાચાર માસ પર્યંત સ્વાધ્યાય કરતા હતા, અને પોષ સુદિ પુર્ણિમાને દિવસે તેનું ઉત્સર્જન ( સમાપ્તિ ) કરતા હતા. આ દિવસ પણ વિશેષ સંસ્કારના રૂપમાં ઉજવવામાં આવતો હતો. પાછળથી કર્મકાંડમાં લોકો ઘણા સૂક્ષ્મભેદોમાં પડી ગયા અને કર્મકાંડનો મૂળ ઉદ્દેશ્ય વિસરી ગયા, અને તેને બદલે ઋગ્વેદી, યજુર્વેદી, સામવેદી, અથર્વવેદીઓ પોતાનો ઉપાકર્મ-ઉત્સર્જનનો દિવસ અલગ અલગ નિયત કરવા લાગ્યા. આમાં પરસ્પર ભેદભાવ વધવાથી અન્ય કાંઇ લાભ થવા સંભવ નથી. અસ્તુ.

મનુસ્મૃતિમાં પણ ઉપાકર્મ-ઉત્સર્જનનું વિધાન બતાવવામાં આવ્યું છે. જુઓ—

श्रावण्यां प्रौष्ठपद्यां वाप्युपाकृत्य यथाविधि । युक्तश्छंदां

**ह्यधीयीत मासान् विप्रोऽर्धपञ्चमान् ॥१॥पुष्ये तु छन्दसां कुर्या द्बहिरुत्सर्जनं द्विजः । माघशुक्लस्य वा प्राप्ते पूर्वाह्णे प्रथमेऽहनि ॥ मनु. अ. ४. श्लो. ९५-९६**

અર્થ—બ્રાહ્મણાદિ શ્રાવણી વા ભાદ્રપદી પૂર્ણિમાને દિવસે ઉપાકર્મ કરીને સાડાચાર માસમાં ઉદ્યક્ત રહીને વેદાધ્યયન કરે. ॥ પૂષ્ય નક્ષત્રે વાળી પુર્ણિમામાં વેદોનું ઉત્સર્જન કર્મ ગામની બહાર જઈને કરે, અથવા માઘ સ. ૧ ને દિવસે પુર્વાન્હમાં કરે.

ચિરકાલ પછી વેદોનું પઠન પાઠન છૂટી જવાથી સાડા ચાર માસ પર્યંત વેદ પારાયણની પરિપાટી નષ્ટ થઇ ગઇ, અને જનતા પ્રાચીન ઉપાકર્મ તથા ઉત્સર્જન કર્મના સ્મારક રૂપમાં શ્રાવણ સુદી ૧૫ નો એક દિવસ એ બંને વિધિઓને માટે ઉજવવો શરૂ કર્યો. પાછળથી ઉપાકર્મ તથા ઉત્સર્જન એ નામો પણ વિસર્જન થઇ ગયાં, અને તેને બદલે ઋષિતર્પણ અને શ્રાવણી નામો પ્રચલિત થયાં. આ દિવસે પ્રાચીન લોકો વેદનાં સૂક્તોનો પાઠ કરતા હતા. તથા વર્ષાઋતુની વિકૃત હવા પાણીના સંશોધનાર્થ બૃહદ્હવન પણ કરતા હતા અને આ શુભ અવસર ઉપર પોતાનું યજ્ઞોપવિત પણ બદલીને નવીન ધારણ કરતા હતા. વળી એ પણ સંભવિત છે કે ઋષિતર્પણ યજ્ઞમાં સામેલ થવાના ચિન્હરૂપમાં યાજક તથા યજમાનોના જમણા હાથમાં રક્ષાસૂત્ર ( રાખડી ) પણ બાંધવામાં આવતું હતું. કિન્તુ આનું પ્રમાણ માન્ય ધર્મગ્રન્થોમાં મળતું નથી.

પૌરાણિક કાળમાં આ પર્વ ઉપર વેદસ્વાધ્યાયત્મક ઋષિતર્પણનો સર્વથા લોપ થઇ ગયો અને " શ્રવણાકર્મ " ના નામથી સર્પોને બળિ દેવાનું વગેરે નવિન વિધાન પ્રચલિત થઇ ગયું. હવન-હોમનો પ્રચાર પણ લુપ્ત થઇ ગયો. લોકો નદી તલાવ ઉપર જઇને પંચગવ્ય પ્રાશન સ્નાન તથા ઋષિતર્પણનાં કંઇક જોડી કાઢેલાં સંસ્કૃત વાક્યો

( ૐ બ્રહ્મા તૃપ્યતાં, ૐ વિષ્ણુ તૃપ્યતાં, ૐ રુદ્ર તૃપ્યતાં ઇત્યાદિ ) ઉચ્ચારણ કરીને પોતાનાં કર્તવ્યોના સમાપ્તિ સમજવા લાગ્યા. આધુનિક સમયમાં પૌરાણિક લોકોના ગૃહમાં સ્ત્રીઓ શ્રવણની મૂર્તિઓ ગેરૂની બનાવીને તેને જમાડે છે. રાજપુત સમયમાં અબળાઓમાં પોતાની રક્ષાર્થ સબળ વીર ક્ષત્રીઓના હાથે રાખડી બાંધવાની પરિપાટી ચાલી. કોઇ અબલા બહાદુર ક્ષત્રિયવીર ઉપર રાખડી મોકલી આપતી તો તે ક્ષત્રિય સમજી લેતો કે આ અબળાની રક્ષા કરવી એ મારૂં કર્તવ્ય છે, અને તે જીંદગી સુધી તેની રક્ષા કરી છૂટતો. ચીતોડની મહારાણી કર્ણવતીએ મુગલ બાદશાહ હુમાયુને ગુજરાતના બહાદુરશાહથી પોતાની રક્ષા કરવા માટે રાખડી મોકલી હતી. જેથી તત્કાળ ચિતોડ જઇને હુમાયુએ રક્ષા કરી હતી. ત્યારથી ઘણા પ્રાન્તોમાં એ રિવાજ દાખલ થઇ ગયો કે બ્હેન તથા પુત્રીઓ પોતાના ભાઈ તથા પિતાને રક્ષાબંધન બાંધવા લાગી. તેના બદલામાં ભાઇ વા પિતા તેમને દ્રવ્ય વા વસ્ત્ર આપી સંતુષ્ટ કરતા હતા. યદિ એ પ્રથા પુત્રી તથા ભગિનિ વાત્સલ્યને દૃઢ બનાવનારી માનવામાં આવે તો તે પ્રથા કાયમ રાખવામાં કંઇ નુકસાન નથી.

આજ કાલની શ્રાવણી (બળેવ ).ને પ્રાચીન કાળની ઉપાકર્મ, ઉત્સર્જન, વેદ સ્વાધ્યાયરૂપ, ઋષિતર્પણ તથા વર્ષાકાલિન બૃહદ્યજ્ઞ સમજવી જોઇએ, અને પ્રાચીન પ્રણાલીના પુનરૂજ્જીવનાર્થે તેને અંશ માત્ર માનીને તેને અંકુરિત કરીને પત્રપુષ્પફળસમન્વિત વિશાળ વૃક્ષનું રૂપ આપવાનો દૃઢ ઉદ્યોગ કરવો એ આર્યોનો પરમ ધર્મ છે.

આર્ય પુરૂષોને ઉચિત છે કે શ્રાવણીને દિવસે બૃહદ્હવન તથા વિધિપૂર્વક ઉપાકર્મ કરીને વેદ તથા વૈદિક ગ્રંથોના વિશેષ સ્વાધ્યાયની શરૂઆત કરે, અને તેને યથાશક્તિ–યથા અવકાશ કેટલોક સમય સુધી ચાલુ રાખે.

# યજ્ઞોપવીત અધિકાર.

अत्र प्रमाणानि–अष्टमे वर्षे ब्राह्मणमुपनयेत ॥ १ ॥ गर्भाष्टमेवा ॥ २ ॥ एकादशे क्षत्रियम् ॥ ३ ॥ द्वादशे वैश्यम् ॥ ४ ॥ आषोडशाद ब्राह्मणस्यानतीतः कालः ॥ ५ ॥ आद्वाविंशात् क्षत्रियस्य, आचतुर्विंशाद्वैश्यस्य; अत ऊर्ध्वं पतितसावित्रिका भवन्ति ॥ ६ ॥

आश्व० गृ० सू० अ० १ कं० १९ सू० १–६

આ પ્રમાણે પારસ્કરાદિ ગૃહ્ય સૂત્રોમાં પણ છે.

અર્થ—જે દિવસે જન્મ થયો હોય અથવા જે દિવસે ગર્ભ રહ્યો હોય તેનાથી આઠમે વર્ષે બ્રાહ્મણનો; જન્મ વા ગર્ભથી ૧૧ મે વર્ષે ક્ષત્રિયનો: અને જન્મ અથવા ગર્ભથી બારમા વર્ષે વૈશ્યના બાળકનો યજ્ઞોપવીત સંસ્કાર કરવો. બ્રાહ્મણનો સોળમા, ક્ષત્રિયનો બાવીસમા, અને વૈશ્યનો ચોવીસમા વર્ષ પહેલાં આ સંસ્કાર થવોજ જોઇએ. જો એટલી મુદતમાં ન થાય તો પછી તેઓને પતિત માનવા. આમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યના બાળકોને યજ્ઞોપવીત આપવાનું કહ્યું, પણ તે શબ્દોનું રહસ્ય આ પ્રમાણે છે.

બ્રાહ્મણનો બાળક એટલે બ્રાહ્મણપદ પ્રાપ્ત કરે તેવા બાળકનું ૮ મા વર્ષે, ક્ષત્રિયનો બાળક એટલે ક્ષત્રિયપદ પ્રાપ્ત કરે તેવા બાળકનું ૧૧ મા વર્ષે, અને વૈશ્યનો બાળક એટલે વૈશ્યપદ પ્રાપ્ત કરે તેવા બાળકનું ૧૨ મા વર્ષે યજ્ઞોપવીત સંસ્કાર કરવાનું કહેલું છે. શુદ્ર બનાવવા ઉપવીતની આવશ્યકતા હોતીજ નથી. કિંતુ દ્વિજ સંજ્ઞા પ્રાપ્ત કરવાજ તે સંસ્કારની જરૂર છે. માટે સર્વ ધર્માભિમાની ભાઇઓ

કે જે સંસ્કારથી રહિત છે. તે સત્વર યજ્ઞોપવીત પહેરીને પોતાની ઉન્નતિ સાધવા તત્પર થશે.

---

## યજ્ઞોપવીત ધારણ કરવાથી થતા ફાયદા—

આ સંસ્કાર ગમે તેમ પોતાના મિત્રાદિને એકઠા કરી ત્રણ તાંતણા પહેરી લીધા એમ કરવાથી તેનું ફળ પ્રાપ્ત થતું નથી એ ખાસ લક્ષમાં રાખવું.

૧. યજ્ઞોપવીત ધારણ કરતાં સત્ય બોલવાની પતિજ્ઞા લેવડાવવામાં આવે છે કે **अग्ने व्रतपते**...હે અગ્નિ-પરમાત્મન્ ! હું તમારી માફક વ્રત ધારી થવા ઇચ્છું છું અર્થાત્ હવે પછી હું સદા સત્યનું જ આચરણ કરીશ.

૨. યજ્ઞોપવીત એ " વ્રતબન્ધ કે પ્રતિજ્ઞાસૂત્ર " છે. તેમાં રહેલા તાંતણાને જોતાં જ તેણે કરેલી પ્રતિજ્ઞા સ્મરણમાં આવી જાય છે.

## યજ્ઞોપવીત ધારણ કરવાની રીત—

બે હાથમાં લાંબુ યજ્ઞોપવીત લઇને માથા ઉપર થઇને ડાબા ખભા ઉપર મૂકીને જમણા હાથ નીચે ઉતારવું ( રાખવું ) અર્થાત્ જમણા હાથ તરફ યજ્ઞોપવીત લટકતું રાખવું.

કેટલાક લોકો ગળામાં માળાની માફક લટકતું રાખે છે. આ રીતે પહેરવું અનુકુળ આવે તેમ નથી. કેમકે તેમ પહેરવાથી કપડાં કાઢતાં નીકળી જવાનો સંભવ છે. માટે બનતા સુધી ઉપરોક્ત રીતે પહેરવાની રીતજ સારી છે.

પ્રતિજ્ઞાઓ આ પ્રમાણે છે.

अ. હું બ્રહ્મચર્ય, ગૃહસ્થ અને વાનપ્રસ્થ એ ત્રણે આશ્રમોને યથાવત્ પાળીશ, અને પછી યજ્ઞોપવીત ઉતારીને ચતુર્થ સંન્યસ્થ આશ્રમમાં પ્રવેશ કરીશ.

ब. હું દેવઋણ, પિતૃઋણ અને ઋષિઋણને પૂર્ણ કરીશ.

क. હું 'વેદત્રયિ' અર્થાત્ જ્ઞાન, કર્મ ને ઉપાસના કાંડને પૂર્ણ રીતે ભણીશ જાણીશ.

ड. હું સત, રજસ્ અને તમસ્ ગુણવાળી પ્રકૃતિની પાર જઇને અનંત ઇશ્વરને પ્રાપ્ત કરીશ.

ग. હું જાગૃત, સ્વપ્ન, અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓને પૂર્ણ કરીને મુક્તિને પ્રાપ્તિ કરીશ.

घ. ત્રણ પ્રકારનું વર્તન અર્થાત્ મોટાને માન. સમાન સાથે શમતાને પ્રેમ, અને નાના ઉપર દયા રાખવી. આ સર્વ પ્રતિજ્ઞાઓ યજ્ઞોપવીત વિધિ પૂર્વક ધારણ કરવાથી જ પાર પાડી શકાય છે. કિંતુ યજ્ઞોપવીતના તાંતણા ત્રણ હોય તોજ ઉપરોક્ત ભાવપૂર્ણ પ્રતિજ્ઞાઓ યાદ આવી શકે. માટે બેવડાં યજ્ઞોપવીત પહેરવાં એ પણ ઠીક નથી. કેટલાક ભાઈઓ એમ દલીલ કરે છે કે એક આપણું અને એક પત્નિનું પુરૂષે એટલા માટે પહેરવું જોઇએ કે પત્નિ તેને શુદ્ધ રાખી શકે નહિ. આ દલિલ મિથ્યા છે. પ્રાચીન સ્ત્રીઓ ઉપવીત ધારણ કરતી હતી. તેના ઘણા દાખલા છે.

प्रावृतां यज्ञोपवीतिनी मभ्युदानयत जपेत्सोमोऽददगन्ध-र्वायेति ॥ गोभि० गृह्यसूत्र प्र० २ क० १ ॥

અર્થ—કન્યા ઉત્તમ વસ્ત્રાભૂષણાદિથી સુસજ્જિત થઇને, તથા યજ્ઞોપવીત ધારણ કરેલી હોય તે કન્યાને વિવાહમાં લાવવી. વળી બાણ ભટ્ટ કૃત કાદંબરીમાં મહાશ્વેતાએ યજ્ઞોપવીત ધારણ કર્યાનો ઉલ્લેખ મળી આવે છે.

માટે ખરી રીતે તો પુરૂષોની માફક સ્ત્રીઓ પણ આ વ્રતબન્ધ-યજ્ઞોપવીતને ધારણ કરે, પુરૂષ વિવાહિત હો વા અવિવાહિત હો તો પણ તેણે ત્રણ તાંતણાવાળું એક જ યજ્ઞોપવીત પહેરવાનું છે.

હવે યજ્ઞોપવીત સંબંધી એક શંકા એ ઉઠે છે કે શૂદ્રોને તે સંસ્કારનો અધિકાર છે કે નહિ?

ઉત્તર—શૂદ્રો ગમે તેમ યોગ્યતા પ્રાપ્ત કર્યા સિવાય યજ્ઞો-પવીત ધારણ કરી શકે નહિ. કિંતુ તે પ્રથમ યોગ્યતા મેળવે. અર્થાત્ પોતાના દુર્ગુણો દૂર કરી દે પછી તેને પણ દ્વિજ બનવાનો અધિકાર પ્રાપ્ત થાય છે.

## યજ્ઞોપવીતની ઉપયોગિતા—

યજ્ઞોપવીતના લાભ ઉપર બતાવવામાં આવ્યા છે, એક વિશેષ લાભ એ છે કે તેનાવડે મનુષ્ય ઓળખાઈ આવે છે, શિખા અને સૂત્ર એ આર્યોની શારિરીક નિશાની છે. તેનાવડેજ તે ઝટ ઓળખાઈ આવે છે. માટે સર્વ આર્યોએ યજ્ઞોપવીત તથા શિખા ( ચોટલી ) રાખવી આવશ્યક છે. એ નિર્વિવાદ છે કે આજકાલ એ નિર્દોષ વસ્તુનો ઉપયોગ કેટલાક લોકો અવળો કરે છે. અર્થાત્ ઉપવીત ધારણ કરીને અનેક ઉલટાં કામો કરે છે-ઠગે છે. કિંતુ આમાં ઉપ-વીતનો દોષ નથી.

ઉપવીત કોઇને બળાત્કારે સંધ્યાદિ કર્મો કરાવતુ નથી. તથા જે લોકો ઉપવીત સિવાય સંધ્યાદિ કર્મો કરે તો તેને તે રોકતું પણ નથી. તો પછી તેની શી આવશ્યકતા ? આનું સમાધાન એ છે કે જેમ કેટલાક બેરિસ્ટરો, સિપાઇઓ આદિને ખાસ ચિન્હ ધારણ કરવાં પડે છે. તે ચિન્હ ધારણ કર્યા પછી પણ તે તેને અનુકુળ કાર્ય કરશેજ તે નક્કી કહેવાતું નથી. તોપછી ચિન્હ ધારણ કરવાનું પ્રયોજન શું ? પ્રયોજન એ છે કે તેથી તે માણસની યોગ્યતા જણાઇ આવે છે. છતાં તે યોગ્યતાનુસાર વર્તન ન રાખે તો રાજા તેના ઉપર શાસન ચલાવે છે, કિંતુ તે ચિન્હને દંડ દેવાતો નથી તેજ પ્રમાણે જે લોકો ઉપવીત ધારણ કરતાં છતાં તેને અનુકુળ પોતાનું વર્તન ન રાખે તો યોગ્ય મનુષ્યો તેને યોગ્ય શિક્ષા કરી શકે છે. પણ તેથી કઇ ઉપવીતનો દોષ નીકળતો નથી.

કેટલાક એવી શંકા કરે છે કે કંઠી તિલક કરનારને ઉપવીત શા માટે ? ઉત્તર એ છે કે કંઠી તિલક એ તો ખાસ પૌરાણિક મતોનું ચિન્હ છે. ત્રિપુંડથી શૈવમત તથા ઉર્ધ્વપુંડથી વૈષ્ણવમત જાણી શકાય છે. અને છેવટે આવા ભેદથી આપસમાં દ્વેષભાવ વધી પડે છે, કિંતુ ઉપવીતથી તેમ થતું નથી. વળી તે ખાસ વૈદિક ધર્મની નિશાની છે. આ પ્રમાણે યજ્ઞોપવીત એ સર્વને એક પ્રેમમાં બાંધવાનું સૂત્ર છે. માટે સર્વેએ તેજ ધારણ કરવુ ઉચિત છે.

આવા પવિત્ર સૂત્રની પવિત્રતા જાળવવા માટે દરેક પળે ખાસ કાળજી રાખવી આવશ્યક છે, માટે જ મળમૂત્રના ત્યાગ વખતે તેને કાન ઉપર લપેટવાનો વિધિ પ્રાચીનકાળથી ચાલ્યો આવે છે. તેમજ ત્રણમાંથી એક પણ તાર જો તૂટી જાય તો તે બેદરકારીના દંડરૂપ બીજુ યજ્ઞોપવિત ધારણ કરવાની શિક્ષા રાખવામાં આવી છે પરંતુ આજકાલ એવી માન્યતા છે કે ઉપવીત તુટયા પછી બીજુ ઉપવિત

પહેર્યા સિવાય બોલાયજ નહી. આ કેવળ વહેમ છે. એમ કરવાની કંઇ આવશ્યકતા નથી પણ તેની પવિત્રતા જાળવવા તત્પર રહેવું ખાસ જરૂરી છે

## શ્રાવણી ઉત્સવ.

કેટલાકને એમ શંકા થશે કે જેમ વિવાહાદિ સંસ્કાર એક વખતજ કરવામાં આવે છે, પણ ઉપવીત સંસ્કાર દરવર્ષે કેમ કરવામાં આવે છે ?

આ શંકાની નિવૃત્તિ અર્થે એમ કહીશું કે યજ્ઞોપવીત સંસ્કારમાં જે પ્રતિજ્ઞાઓ કરવામાં આવે છે, તે ઘણી મહત્વની છે, સંભવ છે કે આખા વર્ષના અંતે કોઇ મનુષ્ય પોતાની પ્રતિજ્ઞામાં શિથિલ થઇ ગયો હોય માટે સર્વ મિત્રોએ વર્ષમાં એક દિવસે એકત્ર થઇને કરેલી પ્રતિજ્ઞાઓનું પુનઃ સ્મરણ કરીને-તાજી કરીને આવેલી 'નબળાઇઓ કાઢી નાંખવી જોઇએ. આટલા માટે દરેક વરસમાં એક અનુકુળ દિવસ ઉપાકર્મ વિધિનો ઠરાવવામાં આવેલો છે આ દિવસ તે શ્રાવણ સુદ ૧૫ નો બુદ્ધિપૂર્વક ચોમાસાનો રમ્ય દિવસ રાખેલો છે. આસપાસ લીલોતરી ઉગી હોય વરસાદ પણ ઓછો થઇ ગયો હોય તે વખતે ઘણો આનંદ થાય છે. માટે આ ઉત્સવ આવા અનુકુળ દિવસમાં રાખ્યો જણાય છે. આ દિવસે પરસ્પર મિત્રો પોતાની મિત્રતા વધુ મજબુત કરવાને અર્થે રક્ષાબંધન પણ કરે છે. દિલગીરીની વાત છે કે આજ તે શુભહેતુ નષ્ટ થઇ ગયો છે, અને ભિક્ષક બ્રાહ્મણો ( નામધારી ! ) જ રક્ષાબંધન કરી શકે ! એવો રિવાજ પડી ગયો છે ! બંધુઓ ! સર્વ વિચારો અને શ્રાવણી ઉત્સવનું ગૌરવ સમજો. રક્ષા બંધન દરેક મનુષ્યને અરસપરસ કરવાનું છે, અને એકબીજા સાથે મિત્રતા વધારવાની છે.

ઉપરોક્ત વિવેચન કર્યાં પછી હવે ઉપવીત સંબંધી ઉલ્લેખ કરવો આવશ્યક છે.

## સૂત્ર બનાવવાની વિધિ.

પોતાના હાથે રેંટીઆથી સુતર કાંતે પછી શરીરે શુદ્ધ થઇને પવિત્ર ( અનુકૂળ ) સ્થાનમાં જઇને પોતાના હાથનાં ચાર આંગળાં એકઠાં રાખીને તે આંગળાંના મૂળ આગળથી તે કંતિલા સુતરના ત્રણું એકઠા તાંતણા કરીને આંગળાં ઉપર છન્નું (૯૬) આંટા લપેટવા. પછી " **आपो हिष्टामयो भुवस्तान उर्जे दधातन** " મંત્ર બોલીને તે તાંતણાને શુદ્ધ પાણીમાં ધોવા. પછી તે ત્રણ તાંતણાને વળ ચઢાવવો. ત્યાર પછી ગાયત્રી મંત્ર બોલીને તે તારને ત્રણગણો (તેવડો) કરીને તેને વળ ચઢાવવો. પછી તે થયેલા તારના ત્રણ તાંતણા કરીને બ્રહ્મગાંઠ વાળી દેવી. ( બ્રહ્મગાંઠમાં ત્રણ ગાંઠો વાળવી. )

આ ઉપર કોઇ શંકા કરશે કે છન્નું આંટા શા માટે કરવા ? આનું કારણ એ છે કે એટલા માપથી બનાવેલું બ્રહ્મસૂત્ર બરાબર કટી સુધી વા જ્યાં સુધી હાથ પહોંચે ( પગ ઉપર ) ત્યાં સુધીની લંબાઇ વાળું બને છે, અને એટલું લાંબુ પહેરવું એજ ઠીક છે. કેમકે તેનાથી નાનું યા મોટું પહેરવામાં સુગમ પડતું નથી. નાનું હશે તો ફાંસાની માફક લાગે અને મોટું હશે તો તૂટી જવાની ધાસ્તી રહેશે. લોકો કોટ, પહેરણ વગેરે પણ હાથ પહોંચે ત્યાં સુધીની લંબાઇવાળાં પહેરે છે.

વળી કોઇ પ્રશ્ન કરે કે જનોઇના પ્રત્યેક તારમાં નવ તાંતણા શામાટે રાખ્યા છે. કારણ સ્પષ્ટ છે કે આથી તેની મજબૂતી વિશેષ થાય છે. પ્રાચીન આર્યો દરેક કાર્ય બુદ્ધિ પૂર્વક કરતા હતા. વારે વારે તૂટી જાય અને નવાં નવાં પહેરી લેવાં તે ઇષ્ટ નથી.

# ॥ अथ उपाकर्म विधिः ॥

હવન કુંડ પાસે બેસીને નીચેના મંત્રોથી આચમન તથા ઇન્દ્રિય સ્પર્શ અને માર્જન કરવું.

**अथ आचमन मन्त्राः ॥**

(१) ओं अमृतोपस्तरणमसि स्वाहा ।

(२) ओं अमृतापिधानमसि स्वाहा ।

(३) ओं सत्यं यशः श्रीर्मयि श्रीःश्रयतां स्वाहा

ત્રણ આચમન કરવાં.

**अथ इन्द्रियस्पर्श मन्त्राः ॥**

ओं वाङ्मऽआस्येऽस्तु । ओं नसोर्मे प्राणोऽस्तु । ओं अक्ष्णोर्मे चक्षुरस्तु । ओं कर्णयोर्मे श्रोत्रमस्तु । ओं बाह्वोर्मे बलमस्तु । ओं ऊर्वोर्मेऽओजोऽस्तु । ओं अरिष्टानि मे ऽङ्गानि तनूस्तन्वा मे सह सन्तु ॥

આ મંત્રથી ડાબા હાથમાં જળ લઇને જમણા હાથથી માર્જન કરવું પછી—

હાથમાં યજ્ઞોપવીત ( જનોઇ ) લઇ નીચેનો મંત્ર બોલી નવિન યજ્ઞોપવીત ધારણ કરવું તથા જુનું બહાર કાઢી નાખવું.

ओं यज्ञोपवीतं परमं पवित्रं प्रजापतेर्यत्सहजं पुरस्तात् । आयुष्यमग्र्यं प्रतिमुञ्च शुभ्रं यज्ञोपवीतं बलमस्तुतेजः ॥ यज्ञोपवीतेमसि यज्ञस्यत्वा यज्ञोपवीतेन नोपनह्यामि ॥ पार० गृ० सू० का० २ क. २ सू ११ ॥

ओ३म्

# ॥ अथेश्वरस्तुतिप्रार्थनोपासनाः ॥

---

ओ३म् विश्वानि देव सवितर्दुरितानि परासुव । यद्भद्रं तन्न आसुव ॥ १ । यजु० अध्याय ३० । मंत्र ३ ॥

हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत्। स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥२॥ यजु० अ० १३ । मंत्र ४ ॥ य आत्मदा बलदा यस्य विश्व उपासते प्रशिषं यस्य देवाः । यस्यच्छायाऽमृतं यस्य मृत्युः कस्मै देवाय हविषा विधेम ॥ ३ ॥ यजु० अ० २५ । मन्त्र १३ ॥ यः प्राणतो निमिषतो महित्वैक इद्राजा जगतो बभूव। य ईशे अस्य द्विपदश्चतुष्पदः कस्मै देवाय हविषा विधेम ॥४॥ यजु० अ० २३ । मंत्र ३ ॥ येन द्यौरुग्रा पृथिवी च दृढा येन स्वः स्तभितं येन नाकः। यो अन्तरिक्षे रजसो विमानः कस्मै देवाय हविषा विधेम ॥ ५ ॥ यजुः अ० ३२ । मंत्र ६॥ प्रजापते न त्वदेतान्यन्यो विश्वा जातानि परिता बभूव । यत्कामास्ते जुहुमस्तन्नो अस्तु वयं स्याम पतयो रयीणाम् ॥ ६ ॥ ऋ० मं० १० । सू० १२१ । मंत्र १० ॥ स नो बन्धुर्जनिता स विधाता धामानि वेद भुवनानि विश्वा । यत्र देवा अमृत-

मानशानास्तृतीये धामन्नध्यैरयन्त ॥ ७ ॥ यजु० अ० ३२ । मन्त्र १० ॥ अग्ने नय सुपथा राये अस्मान् विश्वानि देव वयुनानि विद्वान् । युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठान्ते नम उक्तिं विधेम ॥ ८ ॥ यजु० अ० ४० । मन्त्र १६ ॥

## ॥ अथ स्वस्तिवाचनम् ॥

अग्निमीळे पुरोहितं यज्ञस्य देवमृत्विजम् । होतारं रत्नधातमम् ॥ १ ॥ स नः पितेव सूनवेऽग्ने सूपायनो भव। सचस्वा नः स्वस्तये ॥ २ ॥ ऋ० मं० १ । सू० १ । मन्त्र १। ९ ॥ स्वस्ति नो मिमीतामश्विना भगः स्वस्ति देव्यदितिरनर्वणः । स्वति पूषा असुरो द धातु नः स्वस्ति द्यावापृथिवी सुचेतुना ॥ ३ ॥ स्वस्तये वायुमुप ब्रवामहै सोमं स्वस्ति भुवनस्य यस्पतिः बृहस्पतिं सर्वगणं स्वस्तये स्वस्तय आदित्यासो भवन्तु नः ॥ ४ ॥ विश्वे देवा नो अद्या स्वस्तये वैश्वानरो वसुरग्निः स्वस्तये । देवा अवन्त्वृभवः स्वस्तये स्वस्ति नो रुद्रः पात्वंहसः ॥ ५ ॥ स्वस्ति मित्रावरुणा स्वस्ति पथ्ये रेवति । स्वस्ति न इन्द्रश्चाग्निश्च स्वस्ति नो अदिते कृधि ॥ ६ ॥ स्वस्ति पन्थामनुचरेम सूर्याचन्द्रमसाविव । पुनर्ददताघ्नता

जानता सङ्गमेमहि ॥ ७ ॥ ऋ० मं० ५ । सू० ५१ ॥ ये देवानां यज्ञिया यज्ञियानां मनोर्यजत्रा अमृता ऋतज्ञाः । ते नो रासन्तामुरुगायमद्य यूयं पात स्वस्तिभिः सदा नः ॥ ८ ॥ ऋ० मं० ७ । अ० ३ सू० ३५ ॥

येभ्यो माता मधुमत्पिन्वते पयः पीयूषं द्यौरदितिरद्रिवर्हाः। उक्थशुष्मान् वृषभरान्त्स्वप्नसस्ताँ आदित्याँ अनुमदा स्वस्तये ॥ ९ ॥ नृचक्षसो अनिमिषन्तो अर्हणा बृहद्देवासो अमृतत्वमानशुः । ज्योतीरथा अहिमाया अनागसो दिवो वर्ष्माणं वसते स्वस्तये ॥ १० ॥ सम्राजो ये सुवृधो यज्ञमाययुरपरिह्वृता दधिरे दिवि क्षयम् । ताँ आ विवास नमसा सुवृक्तिभिर्महो आदित्याँ अदितिं स्वस्तये ॥ ११ ॥ को वः स्तोमं राधति यं जुजोषथ विश्वे देवासो मनुषो यतिष्ठन । को वोऽध्वरं तु विजाता अरं करद्यो नः पर्षदत्यंहः स्वस्तये ।१२। येभ्यो होत्रां प्रथमामायेजे मनुः समिद्धाग्निर्मनसा सप्तहोतृभिः। त आदित्या अभयं शर्म यच्छत सुगा नः कर्त सुपथा स्वस्तये ॥ १३ ॥ य ईशिरे भुवनस्य प्रचेतसो विश्वस्य स्थातुर्जगतश्च मन्तवः । ते नः कृतादकृतादेन सस्पर्यद्या देवासः पिपृता स्वस्तये ॥ १४ ॥ भरेष्विन्द्रं सुहवं हवामहेऽहोमुचं सुकृतं दैव्यं जनम् । अग्निं मित्रं वरुणं सातये भगं द्यावा पृथिवी मरुतः

स्वस्तये ॥ १५ ॥ सुत्रामाणं पृथिवीं द्यामनेहसं सुशर्माणमदितिं सुप्रणीतिम्। दैवीं नावं स्वरित्रामनागसमस्रवन्तीमा रुहेमा स्वस्तये ॥ १६ ॥ विश्वे यजत्रा अधि वोचतोतये त्रायध्वं नो दुरेवाया अभिह्रुतः। सत्यया वो देवहूत्या हुवेम शृण्वतो देवा अवसे स्वस्तये ॥ १७ ॥ अपामीवामप विश्वामनाहुतिमपारातिं दुर्विदत्रामघायतः। आरे देवा द्वेषो अस्मद्युयोतनोरुणः शर्म यच्छता स्वस्तये ॥ १८ ॥ अरिष्टः स मर्त्तो विश्व एधते प्रप्रजाभिर्जायते धर्मणस्परि। यमादित्यासो नयथा सुनीतिभिरति विश्वानि दुरिता स्वस्तये ॥ १९ ॥ यं देवासोऽवथ वाजसातौ यं शूरसाता मरुतो हिते धने। प्रातर्यावाणं रथमिन्द्रसानसिमरिष्यन्तमा रुहेमा स्वस्तये ॥ २० ॥ स्वस्ति नः पथ्यासु धन्वसु स्वस्त्यप्सु वृजने स्वर्वति। स्वस्ति नः पुत्रकृथेषु योनिषु स्वस्ति राये मरुतो दधातन ॥ २१ ॥ स्वस्तिरिद्धि प्रपथे श्रेष्ठा रेक्णस्वत्यभि या वाममेति। सा नो अमा सो अरणे निपातु स्वावेशा भवतु देवगोपा ॥२२॥ ऋ० मं० १०। सू० ६३॥

इषे त्वोर्ज्जे त्वा वायवस्थदेवो वः सविता प्रार्पयतु श्रेष्ठतमाय कर्मण आप्यायध्वमघ्न्या इन्द्राय भागं प्रजावतीरनमीवा अयक्ष्मा मा वस्तेन ईशत माघशंसो ध्रुवा अस्मिन् गोपतौ स्यात बह्वीर्यजमानस्य पशून् पाहि ॥ २३ ॥ यजु० अ० १। मन्त्र १ ॥

आ नो भद्राः क्रतवो यन्तु विश्वतोऽदब्धासो अपरीतास उद्भिदः। देवाना यथा सदमिद्वृधे असन्नप्रायुवो रक्षितारो दिवेदिवे ॥ २४ ॥ देवानां भद्रा सुमतिर्ऋजूयतां देवाना ँ रातिरभि नो निवर्त्तताम्। देवना ँ सख्यमुपसेदिमा वयं देवा न आयुः प्रतिरन्तु जीवसे ॥२५॥ तमीशानं जगतस्तस्थुषस्पतिं धियञ्जिन्वमवसे हूमहे वयम्। पूषा नो यथा वेदसामसद्वृधे रक्षिता पायुरदब्धः स्वस्तये ॥२६॥ स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः। स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥२७॥ भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः। स्थिरैरङ्गैस्तुष्टुवा ँ सस्तनूभिर्व्यशेमहि देवहितं यदायुः ॥२८ ॥ यजुः अ० २५। मन्त्र १४। १५। १८। १९। २१॥

अग्न आयाहि वीतये गृणानो हव्यदातये। नि होता सत्सि बर्हिषि ॥२९॥ त्वमग्ने यज्ञानां होता विश्वेषा ँ हितः। देवेभिर्मानुषे जने ॥३०॥ साम० छंद आ० प्रपा०१ मंत्र १।२। ये त्रिषप्ताः परियन्ति विश्वा रूपाणि बिभ्रतः। वाचस्पतिर्बला तेषां तन्वो अद्य दधातु मे ॥ ३१ ॥ अथर्व० कां० १। अनु० १। सू० १। मन्त्र १॥

इति स्वस्तिवाचनम्



# अथ शान्ति प्रकरणम्

शन्न इन्द्राग्नी भवतामवोभिः शन्न इन्द्रावरुणा रातहव्या। शमिन्द्रासोमा सुविताय शं योः शन्न इन्द्रा पूषणा वाजसातौ ॥ १ ॥ शं नो भगः शमु नः शंसो अस्तु शन्नः पुरन्धिः शमु सन्तु रायः । शं नः सत्यस्य सुयमस्य शंसः शं नो अर्य्यमा पुरुजातो अस्तु ॥२॥ शं नो धाता शमु धर्त्ता नो अस्तु शं न उरूची भवतु स्वधाभिः । शं रोदसी बृहती शं नो अद्रिः शं नो देवानां सुहवानि सन्तु ॥ ३ ॥ शं नो अग्निर्ज्योतिरनीको अस्तु शं नो मित्रावरुणावश्विना शम् । शं नः सुकृतां सुकृतानि सन्तु शं न इषिरो अभिवातु वातः ॥४॥ शं नो द्यावापृथिवी पूर्वहूतौ शमन्तरिक्षं दृशये नो अस्तु । शं न ओषधी र्वनिनो भवन्तु शं नो रजसस्पतिरस्तु जिष्णुः ॥५॥ शन्न इन्द्रो वसुभिर्देवो अस्तु शमादित्येभिर्वरुणः सुशंसः । शं नो रुद्रो रुद्रेभिर्जलाषः शं नस्त्वष्टाग्नाभिरिह शृणोतु॥६॥ शं नः सोमो भवतु ब्रह्म शन्नः शं नो ग्रावाणः शमु सन्तु यज्ञाः । शं नः स्वरूणां मितयो भवन्तु शं नः शम्वस्तु वेदिः ॥७॥ शं नः सूर्य उरुचक्षा उदेतु शंनश्चतस्रः प्रदिशो भवन्तु । शं नः पर्वता ध्रुवयो भवन्तु शं नः सिन्धवः शमु सन्त्वापः ॥८॥ शं नो अदितिर्भवतु व्रतेभिः

शं नो भवन्तु मरुतः स्वर्काः । शं नो विष्णुः शमु पूषा नो अस्तु शं नो भवित्रं शम्वस्तु वायुः ॥९॥ शन्नो देवः सविता त्रायमाणः शं नो भवन्तूषसो विभातीः । शं नः पर्जन्यो भवतु प्रजाभ्यः शं नः क्षेत्रस्य पतिरस्तु शम्भुः ॥१०॥ शं नो देवा विश्वदेवाः भवन्तु शं सरस्वती सह धीभिरस्तु । शमभिषाचः शमु रातिषाचः शं नो दिव्याः पार्थिवाः शं नो अप्याः ॥११॥ शं नः सत्यस्य पतयो भवन्तु शं नो अर्वन्त शमु सन्तु गावः । शं नः ऋभवः सुकृतः सुहस्ताः शं नो भवन्तु पितरो हवेषु ॥१२॥ शं नो अज एकापाद्देवो अस्तु शं नोऽहिर्बुध्न्यः शं समुद्रः । शं नो अपांनपात्पेरुरस्तु शं नः पृश्निर्भवतु देवगोपाः॥ ॥१३॥ ऋ० मं० ७ । सू० ३५ । मं० १–१३ ॥

इन्द्रो विश्वस्य राजति । शं नो अस्तु द्विपदे शं चतुष्पदे ॥१४॥ शं नो वातः पवता ँ शं नस्तपतु सूर्य्यः । शं नः कनिक्रदद्देवः पर्जन्यो अभिवर्षतु ॥ १५ ॥ अहानि शं भवन्तु नः शं ँ रात्रीः प्रतिधीयताम् । शं न इन्द्राग्नी भवतामवोभिः शं न इन्द्रा वरुणा रातहव्या । शं न इन्द्रापूषणा वाजसातौ शमिन्द्रासोमा सुविताय शं योः ॥ १६ ॥ शं नो देवीरभिष्टय आपो भवन्तु पीतये शंयोरभि स्रवन्तु नः ॥ १७ ॥ द्यौः शान्तिरन्तरिक्ष ँ शान्तिः पृथिवी शान्तिरापः शान्तिरोष-

धयः शान्तिः । वनस्पतयः शान्तिर्विश्वेदेवाः शान्तिर्ब्रह्म शान्तिः सर्वं ँ शान्तिः शान्तिरेवशान्तिः सा मा शान्तिरेधि ॥१८॥ तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं जीवेम शरदः शत ँ शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥ १९ ॥ यजु०°अ० ३६ । मन्त्र ८ । १० । ११ । १२ । १७ । २४ ॥

यज्जाग्रतो दूरमुदैति दैवं तदु सुप्तस्य तथैवैति । दूरङ्गमं ज्योतिषां ज्योतिरेकंतन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥२०॥ येन कर्माण्यपसो मनीषिणो यज्ञे कृण्वन्ति विदथेषु धीराः यदपूर्वं यक्षमन्तः प्रजानां तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥२१॥ यत्प्रज्ञानमुत चेतो धृतिश्च यज्ज्योतिरन्तरमृतं प्रजासु । यस्मान्नऋते किञ्चन कर्म क्रियते तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥२२॥ येनेदं भूतं भुवनं भविष्यत्परिगृहीतममृतेन सर्वम् । येन यज्ञस्तायते सप्तहोता तन्मेः मनः शिवसङ्कल्पस्मतु ॥ २३ ॥ यस्मिन्नृचः साम यजू ँ षि यस्मिन्प्रतिष्ठिता रथनाभाविवाराः । यस्मिँश्चित्त ँ सर्वमोतं प्रजानां तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥२४॥ सुषारथिरश्वानिव यन्मनुष्यान्नेनीयतेऽभीशुभिर्वाजिन इव । हृत्प्रतिष्ठं यदजिरं जविष्ठं तन्मे मनः शिवसङ्कल्पमस्तु । २५ ।

यजु० अ० ३४ । मन्त्र १–६

स नः पवस्व शंगवे शं जनाय शमर्वते । शं राजन्नोषधीभ्य ॥ २६ ॥ साम० उत्तरार्च्चिके० प्रपा० १ । मन्त्र १ ॥
अभयं नः करत्यन्तरिक्षमभयं द्यावापृथिवी उभे इमे । अभयं मित्रादभयममित्रादभयं ज्ञातादभयं पुरोयः अभयं नक्तमभयं दिवा नः सर्वा आशा मम मित्रं भवन्तु ॥२८॥ अथर्व० कां० १९ । सू० १५ । मन्त्र ५ । ६ ॥

इति शान्तिप्रकरणम् ।

---

ओं भूर्भुवः स्वः ।

આ મંત્રથી કપુર સળગાવવું બાદઃ—

ओं भूर्भुवः स्वर्द्यौरिव भूम्ना पृथिवीव वरिम्णा । तस्यास्ते पृथिवि देवयजनि पृष्टेऽग्निमन्नादमन्नाद्यायादधे ॥ १ ॥ यजु अ० ३ । मं० ५ ॥

આ મંત્રથી વેદીમાં અગ્નિ પ્રદીપ્ત કરવો.

ओं उद्बुध्यस्वाग्ने प्रतिजागृहि त्वमिष्टापूर्ते संसृजेथामयं च । अस्मिन्त्सधस्थे अध्युत्तरस्मिन् विश्वे देवा यजमानश्च सीदत ॥

જ્યારે અગ્નિ સમિધાઓમાં પ્રવિષ્ઠ થાય ત્યાર પછી ચંદનની અથવા પલાશ આદિની ત્રણસમિધા લઈ ને ઘીમાં બોળી નીચેનો એકએક મંત્ર બોલી એકએક સમિધા અગ્નિમાં મૂકવી

ओं अयन्त इध्म आत्मा जातवेदस्तेनेध्यस्व वर्धस्व चेद्ध वर्द्धय चास्मान् प्रजया पशुभिर्ब्रह्मवर्चसेनान्नाद्येन समेधय, स्वाहा । इदमग्नये-जातवेदसे-इदन्न मम ॥ १ ॥

પ્રથમ સમીધા અગ્નિમાં મૂકવી.

ओं समिधाग्निं दुवस्यत घृतैर्बोधयतातिथिम् । आस्मिन् हव्या जुहोतन, स्वाहा । इदमग्नये-इदन्न मम ॥ २ ॥

અને નીચેનો મંત્ર બોલી,

ओं सुसमिद्धाय शोचिषे घृतं तीव्रं जुहोतन अग्नये जातवेदसे स्वाहा । इदमग्नये जातवेदसे-इदन्न मम ॥ ३ ॥

બીજી સમિધા અગ્નિમાં મૂકવી.

ओं तन्त्वा समिद्भिरङ्गिरो घृतेन वर्द्धयामसि । बृहच्छो चायविष्ठय स्वाहा । इदमग्नयेऽङ्गिरसे-इदन्न मम ॥ यजु० अ० ३ मं० ३.

ત્રીજી સમિધા અગ્નિમાં મૂકવી પછીઃ—

નીચેનો મંત્ર પાંચ વાર બોલી પાંચ ઘૃતાહુતિ આપવી

ओं अयन्त इध्म आत्मा जात वेदस्तेनेध्यस्व वर्धस्व चेद्ध वर्द्धय चास्मान् प्रजया पशुभिर्ब्रह्मवर्चसेनान्नाद्येन समेधय स्वाहा । इदमग्नये जात वेदसे-इदन्न मम ॥

પછી અંજલિમાં જળ લઈને હવન કુંડની ચારે દિશામાં છાંટવું.

ओं अदितेऽनुमन्यस्व । આ મંત્રથી પૂર્વમાં

ओं अनुमतेऽनुमन्यस्व । આ મંત્રથી પશ્ચિમમાં

ओं सरस्वत्येनुमन्यस्व । આ મંત્રથી ઉત્તરમાં

ओं देव सवितः प्रसुव यज्ञं प्रसुवयज्ञपतिं भगाय दिव्यो गन्धर्वः केतपूः केतन्नः पुनातु वाचस्पतिर्वाचनःस्वदतु ॥ यजु अ० ३० मं० १ ॥

આ મંત્રથી વેદીની ચારે તરફ જળ છાંટવું

નીચેની બે આધારાહુતિ તથા આજ્યભાગાહુતિ નામની ચાર આહુતિઓ આપવી.

ओं अग्नये स्वाहा । इदमग्नये-इदन्न मम ।

આ મંત્રથી વેદીના ઉત્તર ભાગના અગ્નિમાં આહુતિ આપવી.

ओं सोमाय स्वाहा । इदं सोमाय-इदन्न मम ।

* આ મંત્રથી વેદીના દક્ષિણ ભાગના અગ્નિમાં

ओंप्रजापतये स्वाहा इदं प्रजापतये-इदन्न मम ।

ओं इन्द्राय स्वाहा । इदमिन्द्राय-इदन्न मम ।

આ બે મંત્રોથી વેદીના મધ્ય ભાગના અગ્નિમાં આહુતિ આપવી. પછીઃ—

( १ ) ओं ब्रह्मणे स्वाहा । ( २ ) ओं छन्दोभ्यः स्वाहा। આ બે આહુતિ આપીને નીચે પ્રમાણે ઘીની ૧૦ આહુતિઓ આપવી.

( १ ) ओं सावित्र्यै स्वाहा। ( २ ) ओं ब्रह्मणे स्वाहा। ओं श्रद्धायै स्वाहा। ( ४ ) ओं मेधायै स्वाहा। ( ५ ) ओं प्रज्ञायै स्वाहा। ( ६ ) ओं धारणायै स्वाहा।( ७ ) ओं सदसस्पतये स्वाहा। ( ८ ) ओं अनुमतये स्वाहा।( ९ ) ओं छन्दोभ्यः स्वाहा। ( १० ) ओं ऋषिभ्यः स्वाहा. । ત્યાર બાદ ઋગ્વેદની નીચેની ૧૧ ઋચાઓથી આહુતિઓ આપવી.

ओं अग्निमीळे पुरोहितं यज्ञस्य देवमृत्विजम् । होतारं रत्नधातमम् स्वाहा ॥ १ ॥

ओं कुषुम्भ कस्तदब्रवीद् गिरेः प्रवर्तमानकः । वृश्चिकस्यारसं विषमरसं वृश्चिक ते विषम् स्वाहा ॥ २ ॥

ओं आवदस्त्वं शकुने भद्रमावद तूष्णीमासीनः सुमतिं चिकिद्धिनः । यदुत्पतन्वदसि कर्करिर्यथा बृहद्वादेम विदथे सुवीराः स्वाहा ॥ ३ ॥

ओं गृणाना जमदग्निना यानावृतस्य सीदतम् । पातं सोममृतावृधा स्वाहा ॥ ४ ॥

ओं धामन्ते विश्वंभुवनमधि श्रितमन्तः समुद्रे हृद्यन्तरायुषि । अपामनीके समिथे य आभृतस्तमश्याममधुमन्तं त ऊर्मिम् स्वाहा ॥ ५ ॥

ओं गन्तानो यज्ञं यज्ञियाः सुशमि श्रोताहवमरक्षुएवयामरुत् । ज्येष्ठासोन पर्वतासो व्योमनि यूयं तस्य प्रचेतसः स्यात दुर्धर्तवोनिदः स्वाहाः ॥ ६ ॥

ओं योनः स्वो अरणोयश्चनिष्ट्यो जिघांसति । देवास्तंव सर्वे धूर्वन्तु ब्रह्म वर्म ममान्तरम् स्वाहा ॥ ७ ॥

ओं प्रतिचक्ष्व विचक्ष्वेन्द्रश्चसोम जागृतम् । रक्षोभ्यो वधमस्य तमशनियातुमद्भ्यः स्वाहा ॥ ऋ. मं. ७ अंतिम मंत्र ॥ ८ ॥

ओं आग्ने याहिमरुत्सखारुद्रेभिः सोमपीतये । सोभर्या उपसुष्टुतिमादयस्वस्वर्णरे स्वाहा ॥ ९ ॥

ओं यत्तराजञ्छृतं हविस्तेन सोमाभिरक्षः । अरातीवा मानस्तारीन्मोचनः किंचनाममदिन्द्रायेन्द्रो परिस्रव ॥ स्वाहा ॥ १० ॥

ओं समानी वआकूतिः समाना हृदयानिवः समानमस्तु वो मनोयथावः सुसहा सति ॥ स्वाहा ॥ ११ ॥ પશ્ચાત્ યજુર્વેદના નીચેના એક મંત્રથી આહુતિ આપવી.

ओं सदस्पतिमद्भुतं प्रियमिन्द्रस्यकाम्यम् । सनिंमेधामयासिष ः स्वाहा ॥ यजु. अ. ३२ मं. १३ ॥

પશ્ચાત્ ત્રણ પલાશની સમિધા લઇ નીચે પ્રમાણે ગાયત્રી મંત્ર બોલી ઘીમાં બોળીને ત્રણ આહુતિ આપવી.

ओं भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि।
धियो योनः प्रचोदयात् ॥ स्वाहा ॥

બાદ નીચેના મંત્રથી સ્વિષ્ટકૃત આહુતિ આપવી.

ओं यदस्य कर्मणोऽत्यरीरिचं यद्वान्यूनमिहाकरम्।
अग्निष्टत्स्विष्टकृद्विद्यात्सर्वंस्विष्टं सुहुतं करोतुमे। अग्नयेस्विष्टकृते
सुहुत हुते सर्व प्रायश्चित्ताहुतिनां कामानां समर्द्धयित्रे सर्वान्नः
कामान्त्समर्द्धय स्वाहा। इदमग्नये स्विष्टकृते इदन्नमम ॥

પછી નીચેના મંત્રોથી આહુતિ આપવી.

ओं भूरग्नये स्वाहा। इदमग्नये-इदन्न मम ॥

ओं भुवर्वायवे स्वाहा। इदंवायवे-इदन्न मम ॥

ओं स्वरादित्याय स्वाहा। इदमादित्यायइदन्न मम ॥

ओं भूर्भुवः स्वरग्निवाय्वादित्येभ्यः स्वाहा ॥ इदमग्निवा
य्वादित्येभ्यः, इदन्न मम ॥

આ ચાર મંત્રોથી ચાર ઘૃતાહુતિ આપવી.

નીચેનો મંત્ર બોલી આહુતિ આપવી.

ओं प्रजापतये स्वाहा। इदं प्रजापतये इदन्न मम ॥

પછી નીચેના મંત્રોથી આહુતિ આપવી

ओं भूर्भुवः स्वः अग्न आयूंषि पवस आसुवोर्जमिषंचनः।
आरे बाधस्वदुच्छुनां स्वाहा। इदमग्नये पवमानाय इदन्न
मम ॥ ओं भूर्भुव स्वः। अग्निर्ऋषिः पवमानः पाञ्चजन्यः
पुरोहितः। तमीमहे महागयं स्वाहा। इदमग्नये पवमानाय
इदन्न मम ॥ ओं भूर्भुवः। अग्ने पवस्व स्वपा अस्मेवर्चः
सुवीर्यम्। दधद्रयिं मयि पोषं स्वाहा। इदमग्नये पवमानाय
इदन्न मम ॥

ओं भूर्भुवः स्वः प्रजापते न त्वदेतान्यन्यो विश्वा जातानि परिता बभूव । यत्कामास्ते जुहुमस्तन्नो अस्तु वयं स्याम पतयो रयीणां स्वाहा । इदं प्रजापतये इदन्न मम ॥

નીચેલખેલા ૮ મંત્રોથી આજ્યાહુતિ આપવી.

ओं त्वन्नोऽग्ने वरुणस्य विद्वान् देवस्य हेळोऽवयासिसीष्ठाः यजिष्ठो वह्नितमः शोशुचानोविश्वा द्वेषांसि प्रमुमुग्ध्यस्मत् स्वाहा । इदमग्निवरुणाभ्यां इदन्न मम ॥ ओं स त्वन्नोऽग्नेऽवमोभवोती नेदिष्ठो अस्या उषसोव्युष्टौ अवयक्ष्वनो वरुण रराणोवीहि मृळीकं सुहवो न एधी स्वाहा ।इदमग्नीवरुणाभ्याम् इदन्नमम ॥ ओं इमं मे वरुणश्रुधी हवमद्या च मृळय । त्वामवस्युराचके स्वाहा । इदं वरुणाय इदन्न मम ॥ ओं तत्त्वायामि ब्रह्मणावन्द मानस्तदाशास्ते यजमानो हविर्भिः । अहेळमानो वरुणेहबोध्युरुशंसमान आयुःप्रमोषी स्वाहा । इदं वरुणाय इदन्न मम॥ ओं येते शतं वरुण ये सहस्रं यज्ञियाः पाशा वितता महान्तः । तेभिर्नो अद्य सवितोत विष्णुर्विश्वे मुञ्चन्तु मरुतः स्वर्काः स्वाहा । इदं वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यः इदन्नमम । ओं अयाश्चाग्नेऽस्य नभिशस्तिपाश्च सत्यमित्त्वमयासि । अयानो यज्ञं वहास्ययानोधेहि भेषजं स्वाहा इदमग्नये अयसे इदन्न मम ॥ ओं उदुत्तमं वरुण पाशमस्मदवाधमं विमध्यमं श्रथाय ॥ अथा वयमादित्यव्रते तवानागसोऽदितये स्याम स्वाहा इदं वरुणायाऽऽदित्यायाऽ दितये च इदन्न मम ॥ ओं भवतन्नः समनसौ सचेतसावरेपसौ । मा यज्ञं हिंसिष्टं मा यज्ञपतिं जातवेदसौ शिवौ भवत मद्य नः स्वाहा इदं जातवेदोभ्यां इदन्नमम ॥

ત્યાર બાદ નિમ્ન મંત્રોથી આહુતિ આપવી.

ओं अग्ने व्रतपते व्रतं चरिष्यामितत्ते प्रब्रवीमि तच्छ-

केयम् । तेनध्यासमिदमहनृतात्सत्यमुपैमि स्वाहा ॥ इदमग्नये इदन्न मम ॥ १ ॥ ओं वायो व्रतपते...( ઉપરના મંત્ર પ્રમાણે ) स्वाहा ॥ इदं वायवे इदन्न मम ॥ २ ॥ ओं सूर्य व्रतपते....स्वाहा इदं सूर्याय इदंन्न मम ॥ ३ ॥ ओं चन्द्र व्रतपते...स्वाहा ॥ इदं चन्द्राय इदंन्न मम ॥ ४ ॥ ओं व्रतानां व्रत पते...स्वाहा ॥ इदमिन्द्राय व्रतपतये इदन्न मम ॥ ५ ॥ सा० मं. ब्रा. प्र. प्रा. १ खं. ६–९–१३ ॥

પછી નીચેના મંત્રોની આહુતિ આપી યજ્ઞની પૂર્ણાહુતિ કરવી.

ओं भूरग्नये प्राणाय-स्वाहा । इदमग्नये प्राणायइदन्नमम ॥ ओं भुवर्वायवे अपानाय स्वाहा । इदं वायवेऽपानाय इदन्न मम ॥ ओं स्वरादित्याय व्यानाय स्वाहा । इदमादित्याय व्यानाय इदन्न मम ॥ ओं भूर्भुवः स्वरग्निवाय्वादित्येभ्यः स्वाहा । इदमग्निवाय्वादित्येभ्यः प्राणापान व्यानेभ्यः इदन्न मम ॥ ओं आपो ज्योतिरसोऽमृतं ब्रह्मभूर्भुवः स्वरों स्वाहा ॥ ओं यां मेधां देवगणाः पितरश्चोपासते । तयामामद्य मेधयाऽग्ने मेधावि- रुस्वाहा ॥ ओं विश्वानिदेव सवितर्दुरितानि ...सुव तन्न आसुव स्वाहा ॥ ओं अग्नेनय सु...

श्वानिदेव वयुनानि विद्वान् । युयो...

भ्राज्ते नम उक्ति विधेम स्वाहा ॥

ओं सर्वं वै पूर्ण ... स्वा...

આ મંત્ર એક એક ...

પછી— ओं ...

...

એ મંત્ર

પુરોહિત સા...

વેદ મંત્રો...

ऋग्वेदः—ओं अग्निमीळे पुरोहितं यज्ञस्यदेव मृत्विजं होतारं रत्न धातमम् ॥ ओं समानीवआकूतिः समानाहृदयानि वः । समानमस्तुवोमनोयथावः सुसहासति ॥

यजुर्वेदः—ओं इषेत्वोर्जेत्वा वायवस्थ देवो वः सवितु प्रार्पयतु । श्रेष्ठतमाय कर्मण आप्यायध्व मघ्न्या इन्द्राय भा प्रजावतीरनमीवा अयक्ष्मा मावस्तेन ईशत माघश ॰ सं ध्रुव अस्मिन् गोपतौ स्यात बह्वीर्यजमानस्य पशून् पाहि ॥ ओं हिरण्यमयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् । योऽसावादित्ये पुरुषः सोऽसावहम् ॥ ओंखं ब्रह्म ॥

सामवेद—ओं अग्न आयाहि वीतयेगृणानोहव्यदातये । निहोतासत्सिबर्हिषि ॥ ओं मृगोनभीमः कुचरो गिरिष्ठाः परावत । आ जगन्था परस्याःसृकं संशाय पविमिन्द्रतिग्मं वेशत्रून्ताहि विमृधो नुदस्व ॥

ओं भद्रंकर्णेभिःशृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः
गैस्तुष्टुवा ॰ सस्तनूभिर्व्यशेमहि देवहितं यदायुः ॥
॰ स्वस्ति ॰ इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्व
ओं अरिष्टनेमिः स्वस्तिनो बृहस्

भीरभिष्टय आपो भवन्तु पीतये
ंत्वदश्विना कृतं वांवृषभ
विष्णो सखाम् इतता

वेदं वदन्तु
सामवेदस